॥ ॐ ॥

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# રાજા સંભાજી.

## નાટકનો ટુંકસાર તથા ગાયનો.

રચાવી પ્રસીદ્ધ કરનાર.

નકુભાઇ કાલુભાઇ શાહ.

માલેક:—" શ્રી આર્ય નૈતિક નાટક સમાજ."

હાલ મુકામ ધીકાંટા ભારત ભુવન થીએટર—

અમદાવાદ.


જૈન એડવોકેટ પ્રી. પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે
છાપી ઘીકાંટા વાડી—અમદાવાદ.

વિક્રમ સંવત ૧૯૮૧ ઇ. સ. ૧૯૨૫
આવૃત્તી ૮ મી. પ્રત ૨૫૦૦

કીંમત ૪ આના.

# પાત્ર પરિચય.

## પુરૂષવર્ગ.

છત્રપતિ શિવાજી—આર્ય ધર્મ રક્ષક, મરાઠી રીઆસતનો સંસ્થાપક
સંભાજી—યુવરાજ પાછળથી "છત્રપતિ."
રાજારામ—સંભાજીનો ન્હાનો ભાઇ.
શાહુ—સંભાજીનો બાલકુમાર ભાવિ છત્રપતિ.
સ્વામી સમર્થ—શીવાજી મહારાજાના ગુરૂ.
શીર્કે ગણોજીરાવ—શીર્કે કુળનો અગ્રગણ્ય, રાજ્યનો એક સરદાર, શિવાજીનો જમાઇ.
શીર્કે દોલતરાવ—નૌકા સૈન્યનો એક સરદાર, તુલસીનો પતિ.
મોરોપંત—મુખ્ય પ્રધાન.
જોતાજી—નીમકહલાલ સેનાપતિ.
કલુશા કબજી—કનોજનો એક પ્રપંચી બ્રાહ્મણ. સંભાજીનો વિશ્વાસુ સલાહકાર.
સટવાજી—કબજીનો મિત્ર.
પાટીલ—એક પહેલવાન કબજીનો સસરો.

## સ્ત્રી વર્ગ.

યેસુબાઇ—સંભાજીની ધર્મ શીલ પટરાણી.
તારાબાઇ—રાજારામની પત્ની.
તુલસી—દોલતરાવની વાગ્દત્તા સ્ત્રી, પાછળથી સંભાજીનું પ્રેમપાત્ર.
સગુણા—પાટીલની ઉછ્રંખલ છોકરી, કબજીની સ્ત્રી.
ગંગા—સટવાજીની વૈરી.

સિવાય દાસ, દાસીઓ. વારાંગનાઓ સીપાઇઓ, પ્રહેલવાનો વિગેરે વિગેરે

Reg No. 100.



શ્રી.

# 'રાજા સંભાજી.'

## નાટકનો પ્રવેશાનુક્રમ ટુંકસાર.



### અંક ૧ લો.

#### મંગળાચરણ વસ્તુસૂચન.

પ્રવેશ ૧ લો—લગ્નમંડપ-દોલતરાવ શીર્કે તથા હીરાજી ફરજંદની
પુત્રી તુલસીના લગ્નનો સમારંભ. રાજકુમાર રાજારામનું રજય-
આજ્ઞા તથા પોશાક લઇને આવવું. લગ્નની પૂર્ણાહુતી થયા પહેલા
યુવરાજ સંભાજીના સલાહકાર કલુશા કબજીનું છત્રપતીના સહી
સીક્કા વાળું લગ્ન અટકાવવાનું બનાવટી આજ્ઞાપત્ર લઇને આ-
વવું. ફરમાન મુજબ રાજારામે લગ્ન અટકાવવાં. ગભરાતું સટવાનું
કબજીની તુલસીને સાથે મોકલવાની માગણી રાજારામની શંકા.બીજું
આજ્ઞાપત્ર લખાવી લાવવાના બ્હાનાથી કબજીએ પોતાનું બનાવટી
આજ્ઞાપત્ર પાછું લઇ ફાડી નાંખવું. રાજારામનો ક્રોધ. સંભાજીનું
આવવું. બન્ને ભાઇઓ વચ્ચે તકરાર. ગણોજી શીર્કેનું વચ્ચે
પડવું. વાત વધી પડતાં સંભાજીએ શીર્કેકુળના વિનાશની તથા
તુલસીની વરમાળા પહેરનારનો શીરચ્છેદ કરવાની પ્રતિજ્ઞા કરવી.
મોરોપંતનુ ઉશ્કેરાઇ જવું સંભાજીને દુર કરવાનો હુકમ કરવો.

ગુસ્સાના આવેશમાં સંભાજીના હાથે વરરાજા દોલતરાવનું ખુન. છત્રપતિ શિવાજીનું આગમન સંભાજી કેદ.

## ૨૦લો.

**પ્રવેશ ૨ જો**—સગુણાનો પુરૂષો પ્રત્યે તિરસ્કાર, પોતાની ચાકરડી ગંગાને બોલાવવા ગંગાના ધણી સટવાજીનું આવવુ ગંગા પરણી છે એ વાત જાણતાંજ સગુણાનું ચીડાઇ જવું સટવાજીનો ઉપદેશ. ઉપદેશ ન સાંભળતાં બંનેને નોકરી પરથી દુર કરવા. સટવાજીનું કબજીને તેડવા જવું. ગંગાનું આવવું. પોતાનાં લગ્ન થવાનાં છે એમ ગંગા પાસેથી જાણતાંજ સગુણાનું ગભરાવું. સટવાનું-કબજીનેલઇને આવવું. કબજીની સગુણા પાસે પ્રેમ માગણી. સગુણાનો તિરસ્કાર. પાટીલનું આવવું સગુણાનો ઢોંગ પુત્રી પ્રેમને લીધે પાટીલે પહેલવાનો પાસે પધારેલા મીજમાનોનો કરાવેલો સત્કાર.

**પ્રવેશ ૩ જો**—ન્યાયનો દરબાર-દોલતરાવ શીર્કેના ખુનના બદલામાં છત્રપતિ શિવાજી મહારાજની યુવરાજ સંભાજીના શિરચ્છેદની આજ્ઞા. જોતાજીની વિનવણી ન્યાયી શિવાજીની દ્રઢતા. સંભાજીની પત્નિ યેસુબાઇનું આવવું. પોતાના સૌભાગ્ય માટે દયા માગવી. શિવાજીની અડગ વૃત્તિ. યેસુબાઇનું લાચારીથી પતિ સાથેજ મરવા તૈયાર થવુ, ગુરૂ સમર્થનું આગમન. સંભાજીનો બચાવ. ગુન્હાની શિક્ષા બદલ યુવરાજપદથી પદભ્રષ્ટ કરી કેદ કરવાનો શિવાજીનો હુકમ.

**પ્રવેશ ૪ થો**—વૈરની આગમા બળી રહેલી તુલસીનું સંભાજી ઉપર વૈર લેવાનાં વિચારમાં આવવું. ગણોજીનું ઉશ્કેરાયલી હાલતમાં આવવું. તુલસીનાં મ્હેણાંથી વધારે ઉશ્કેરાઇ, સંભાજી પર વૈરનો પૂરેપૂરો બદલો લેવાનો સંકલ્પ કરી ગણોજીનું દુશ્મનના પક્ષમાં

જવું. તુલસીના વિચાર સાંભળતાં છૂપાઇ રહેલા કબજીનું પ્રસિદ્ધ થવું. હામાં હા મિલાવી, સંભાજીનુ વૈર લેવામાં સ્હાયકર્તા થવાનું વચન આપવું અને બદલામાં તુલસીના પ્રેમની માગણી કરવી. સંભાજી ઉપર વૈર લઈ પોતાના જીવનનો અંત લાવવાની ઇચ્છા રાખનાર તુલસીએ કપટ વચનથી કબજીને રમાડી લેવો અને આશ્વાસનયુક્ત વચનોથી તેને પોતાના પક્ષમાં મેળવી લેવો, કબજીનું આનંદમાં આવી જવું તુલસીનો કર્મગતિનો અફસોસ,

**પ્રવેશ ૫ મો**—મહાલય-રાજારામની સ્ત્રી તારા બાઇનો સખીઓ સાથે વિનોદ યુવરાજપદ રાજારામને મળ્યાના સમાચાર, ભવિષ્યમાં મહારાણી થવાની તારાબાઈની મહત્વાકાંક્ષા રાજા-રામમનું આગમન, તારાના વિચારો સાંભળી ઉદ્દીપ્ત થવું, હક્કદારનો હક્ક ડૂબાવી રાજા થવામાં રહેલા અધર્મનું વિવેચન, ઉપદેશ, તારાનો પશ્ચાતાપ અને બાલ શાહુને ભાવી છત્રપતી તરીકે અભિવંદન.

**પ્રવેશ ૬ ઠો**—કૉમીક-કબજીને ગમે તે યુક્તિથી સગુણાને પરણવાનો નિશ્ચય સટવાજીને સ્ત્રી બનાવીને પાટીલને તેની સાથે લગ્ન કરવાની લાલચ આપવી અને પાટીલનાં લગ્ન કરાવી દેવાના બદલામાં સગુણા સાથે પોતાના લગ્ન કરવાનું નક્કી કરી લેવું. બન્ને જોડાનાં લગ્ન.

**પ્રવેશ ૭ મો**—રાજમહેલનો એક ભાગ-શિવાજી મહારાજની આખર સ્થીતિ. રાજારામને રાજમુકુટ સોંપવાની મહારાજાની ઇચ્છા હક્કદારનો હક હક્કદારનેજ આપવાની રાજારામની અંતરેચ્છા. પ્રધાન મોરોપંત તથા રાજ્યના બીજા સરદારોની પણ એ વાતમાં સંમતિ શિવાજીએ ભાખેલું રાષ્ટ્રનું ભવિષ્ય સરદારોનો

દુરાગ્રહ છત્રપતિએ સંભાજીને કેદમાંથી છુટો કરી બોલાવી મં-ગાવવો. શિવાજીનો સંભાજી પ્રત્યે સદ્બોધ સંભાજીનો પીતા પ્રત્યે કુટિલ વાકપ્રહાર મૃત્યુશૈયાપર સુતેલા વૃદ્ધ પીતાનો કક-ળતી આંતરડીનો શ્રાપ—

**"શ્રાપ દઉં છું શ્વાન મ્હોતે દુષ્ટ તું મરજે સહી.**
**અંત સમયે ખાંધ દેવા મરાઠા મળશે નહીં.**
**ચીતા રચવા સવા ખાંડી કાષ્ટ ના મળનાર છે,**
**લાશ તારી જંગલોમાં ઉઘાડી સડનાર છે."**

શિવાજીનું અવસાન રાજા તરીકેની આંણ ફરતાંજ સંભાજીએ પીતાના શબ સમક્ષ વરતાવેલો ત્રાસ, શિર્કે કુલના નીકંદનનો હુકમ તુલસીનું સંભાજી સથે પ્રપંચ **પ્રેમમીલન,**

ટેબ્લો.

# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો**—વિહારવાટિકા—સંભાજી તથા તુલસીનો રાગરંગ. પોતાને નડતા કાંટા એક પછી એક નાબુદ કર્યા તેની ખુશાલી કબજીનાં કાવત્રાંનો પત્ર લઈ જનાર એક જાસુસ ને પકડીને જોતાજીનું આવવું કબજીએ યુક્તિથી બાજી પલટાવી નાંખવી સંભાજીનો જોતાજી પ્રત્યે તીરસ્કાર પોતાના ઉપર ખોટું આળ આવવાથી જોતાજીનું રાજ્ય છોડી ચાલ્યા જવું. યેસુબાઇનું આવવું. વટસાવિત્રીવ્રત હોવાથી સ્વામીના ચરણામૃતની યાચના. સંભાજીની કુટીલતા. યેસુબાઇને તુલસીને નમન કરવાની આજ્ઞા. યેસુબાઇની આદર્શ પતિભક્તિ. પતિ આજ્ઞા. યેસુબાઇની

આદર્શ પાતિવ્રત. પતિ આજ્ઞાનું પાલન કરવા જતાં બાલ-શાહુએ આવી યેસુબાઇને તુલસીને નમન કરતાં અટકાવવાં. બાલશાહુનો તુલસી પ્રત્યે તીરસ્કાર.

**પ્રવેશ ૨ જો**—કૅામીક—સ્ત્રીવેશમાં પાટીલ સાથે પરણેલ સટવાજીની ગમ્મત. ગંગાનું આવવું. ધણીનો પત્તો નથી લાગતો એથી કલેશ કરવો. પાટીલે પોતાની સ્ત્રીને ગંગાને સાંત્વન આપવા કહેવું. ગંગાનું સટવાજીને સ્ત્રીવેશમાં જોઇને આશ્ચર્યચકીત થવું. સગુણાનું પણ પોતાના ધણીની ફરીઆદ કરવા માટે આવવું. પાટીલની બેદરકારી સગુણાનું ચીડાઇને, કબજીને બુટ્ટી-કથી વશ કરવાની ઇચ્છાથી, એક બંદુક લઇ ચાલ્યા જવું. પાટીલે ગંગાને પણ રજા આપવી. સટવાજી તથા પાટીલના પ્રેમની રકઝક

**પ્રવેશ ૩ જો**—રાજમાર્ગ—પોતાના માર્ગમાં નડતા મોરોપંત રૂપી કાંટાને ગમે તે ઉપાયે દુર કરવા ઘણા વખતથી તલપી રહેલી તુલસીનું રાજધ્વજ પાસથી પસાર થવું. પહેરેગીરે નિયમાનુસાર પ્રથમ ભગવાઝુંડાને નમન કરી પછી રથને આગળ ચલાવવાની ચેતવણી આપવી. તુલસીની અવજ્ઞા, મોરોપંતનું આગમન તુલસીનું પંત પ્રત્યે અયોગ્ય વર્તન, યેસુબાઇનો રથ નીકળતા તુલસીના રથને બાજુ ઉપર રખાવી, મહારાણી યેસુબાઇના રથને મોરોપંતે પ્રથમ માર્ગ અપાવવો. તુલસીનો ક્રોધ. મોરોપંત ઉપર અપમાનનું વૈર લેવાના ગુસ્સામાં ચાલ્યા જવું. સંભાજીને ભંભેરી મોરોપંતને પકડવાનું ફરમાન આપીને એક સરદારને મોકલવો. રાજારામનું આગમન. રાજ્યની સ્થીતિ માટે બળાપો. ફરમાનને તાબે થવા પહેલાં સ્વમાન જાળવવા ખાતર મોરોપંતે આત્મહત્યા કરવી. સંભાજીનું આવવું બને ભાઇ વચ્ચે હૃદયદ્રાવક સંવાદ. અન્યાય

ન કરવા અને પ્રજાની હાય ન લેવા રાજારામની છત્રપતિ સંભાજીને વિનંતી. સંભાજીએ પંતના મૃતદેહને ઠોકરે ટીચાય એ રીતે બાંધી આખા શહેરમાં ફેરવવાને હુકમ કરવો, સમસ્ત પ્રજાનો એ હુકમ સામે વિરોધ. સંભાજીનો કહેર. રાજારામને કેદ કરવો, બાદશાહનું વચ્ચે પડવું અને વધુ ખરાબી થતી અટકાવવી.

**પ્રવેશ ૪ થો**—કોમીક—સગુણા પોતાના બાપને ત્યાંથી બંદુક લઈને નીકળી છે તેને ગમે તેમ કરીને શાંત કરવા સારૂ ગંગાનું આવવું, ઘરને તાળું મારેલું જોઈ, ગભરાઈ, સગુણાની તપાસ કરવા મેડીની બારીએથી ઘરમાં જવું. કબજીનું આવવું કંકશા સ્ત્રીના ધણીની સ્થીતિનો ચીતાર. સટવાજીનુ આવવું ને સગુણાની હકીકત કહેવી, કબજીએ સગુણાને પુરી રાખી છે એમ ઉત્તર આપતાં નીડરતા બતાવવી, ગંગા મેડી ઉપરથી આ વાત સાંભળે છે પણ પોતાનો ધણી પોતાને બીજાનાં ઘરમાં જુએતો વ્હેમાય તેથી ગંગાનું છુપાઇ રહેવું, સગુણાને આવતી જાણી કબજીનું ગભરાઇ જવું, સટવાજીનું પાછળ જવું ત્યાં સગુણાનું આવવું,આલાનો ગુસ્સો માલા ઉપર કાઢવો અને સટવાજીને સીડીએથી પટકવો, ગંગાનું પોતાના ધણીની કફોડી સ્થીતિ જોઇ વચ્ચે પડવું સગુણાનો તથા સટવાજીનો વ્હેમ બન્નેએ ગુસ્સે થઈ ચાલ્યા જવું, કબજીનું આવવું. કબજીની કુટીલતાનું દર્શન, સટવાજીનું આવવું. પોતાની ભુલ સમજાતાં સટવાજીનો કબજી ઉપર ક્રોધ. કબજીનો ગભરાટ.

**પ્રવેશ ૫ મો**—મહાલય, રાણી યેસુબાઈની પતિભક્તિ અને સાંત્વન. સંભાજીનો પશ્ચાતાપ, તારાનું આવવું અને યુક્તિ પૂર્વક સંભાજીના ઉન્મતપણાનું ભાન કરાવવું, સંભાજીએ રાજારામને

છુટો કરવાનો હુકમ કરવો. સન્માર્ગે વળવાની અણીઉપર આવેલા સંભાજીનું તુલસી અને કબજીના કુસંગથી પલટાઇ જવું. મદ્યપાન અવિચારીપણું ધર્મશીલરાણી યેસુબાઇને મદ્યપાન કરવાની આજ્ઞા પતીપરાયણાની મુંઝવણ.સ્વામી શ્રી સમર્થનું આગમન,પતી આજ્ઞા પાલનનો ઉપદેશ.સંત પુરૂષના તપોબળનો પુન્યપ્રભાવ દારૂને બદલે દુધ.

ટેબ્લો.

# અંક ૩ જો.

---

પ્રવેશ ૧ લો—જોતાજીની ઝુંપડી-રાજ્યસેવામાંથી દુર થયા પછી જોતાજી ખેડુત તરીકે જીવન ગાળે છે તેનું દીગદર્શન શીકારેથી પાછા ફરતા સંભાજીનું તુલસી તથા કબજી સાથે આવવું સીંહના પંજાથી ઘવાએલ સંભાજી તુલસીની ઇચ્છાથી ઝુંપડીમાં ઘડીભર વિશ્રાંતિ લે છે. નિદ્રાવશ થાય છે, તુલસી તથા કબજીની કપટકળા, સંભાજીને ઠાર મારવાની પેરવી ખેડુતને પોતાના, કામનું હથીઆર બનાવવા લાંચની લાલચ, ખેડુતનો અસ્વિકાર જોતાજીનું જાહેર થવું, તકરાર. સંભાજીનું જાગી જવું. ભેદ ખુલ્લો છતાં કબજી તથા તુલસીની સંભાજી પ્રત્યે જાહેર દુશ્મનાવટ, ગણુજીનું યવન સૈન્ય સાથે આવી પહોંચવું.લડાઇ,સંભાજી શત્રુના હાથમાં કેદ પકડાય છે.

પ્રવેશ ૨ જો—કોમીક—મંગાની સટવાજીને સ્ત્રીનો વેશ પહેરાવવાની હઠ. સટવાજી સ્ત્રીનાં કપડાં પહેરે છે તેટલામાં સગુણા તથા પાટીલનું રામખારીની તપાસ કરવા માટે આવવું, સટવાજીનું અસલ સ્વરૂપમાં જાહેર થવું કબજીનાં ભોપાળાં સમજાવવાં, કબ

જીનાં તુલસી સાથે લગ્ન થવાનાં છે તેની ખુશાલીની મીજલસમાં જવાનું આમંત્રણ આવવું સર્વેએ કબજી ના પ્રપંચ ઉઘાડો પાડવો અને તેની ફજેતી કરવા સારૂં ત્યાં જવું.

પ્રવેશ ૩ જો—શીર્કે મહાલયનાં અંદર—જે સ્થાને સંભાજીએ દોલતરાવ શીર્કેનું ખુન કર્યું છે તેજ સ્થાને સંભાજીપર પૂરેપૂરૂં વેર લઈ બંગી મરવા તૈયાર થએલી તુલસીનો સંભાજીને નિવંશ કરવાનો પ્રયત્ન યેસુબાઈનો સંતાપ રાજારામની કુશળતાથી પોતાની જાળમાં પોતેજ બંધાઇ જવાથી તુલસીનું મૃત્યુ. ગણોજી શીર્કેનો ક્રોધ, રાજારામને હાથે ગણોજીનો પરાજય. સતી યેસુબાઈના ઉપદેશથી ગણોજીને જ્ઞાનદાન. રાજારામનો અપકાર ઉપર ઉપકાર ગણોજી દેશદ્રોહી મટી દેશભક્ત બને છે.

પ્રવેશ ૪ થો—કોમીક—વિભાગની પૂર્ણાહુતી—મરાઠી રાજ્યને પાયમાલ કરી મહારાષ્ટ્રના બની બેઠેલા સુબેદાર કબજીની તુલસીને પરણવા ઠાઠમાઠથી નીકળવાની તૈયારી તુલસીના મૃત્યુ સમાચાર મળતાં રંગમાં ભંગ. પાટીલ તથા ગંગાનો કબજી પ્રત્યે તીરસ્કાર. કબજીના નાક કાન કાપી લેવાનું બાદશાહી ફરમાન. પાપીને પાપની સજા. સગુણા તથા કબજીનું કનોજ તરફ પ્રયાણ.

પ્રવેશ ૫ મો—કારાગૃહ—પોતાની હાલતપર પરિતાપ પામતો કેદી સંભાજી રાજારામનું તેને છોડાવવા માટે આવવું. કરેલા દુષ્કર્મોથી દુઃખ પામતા સંભાજીનો ત્યાંજ મરવાનો નિશ્ચય દુશ્મન સેનાપતીનું સંભાજીને શરણે થવા કહેવું, સંભાજીનો ઇનકાર અને યુદ્ધનો સ્વિકાર. રાજારામનું રાજમુકુટ લઇ છટકી જવું યુદ્ધમાં સંભાજીનો પરાજય. મર્હુમ છત્રપતીના શ્રાપનું સાફલ્ય, બાલશાહુના રાજ્યાભિષેકનું દર્શન. તે જોઈ સંભાજીની અંતીમ સંતુષ્ટતા પ્રયોગની પૂર્ણાહુતિ.

१२२७९ 

# રાજા-સંભાજી.

## નાટકનાં ગાયનો.

---

### મંગળાચરણ.

ગૌરીકુમારને કોટીવાર નમસ્કાર હો
કાર્ય સફળ કરજો, વિઘ્ન સકળ હરજો;
દયાની દૃષ્ટિથી..............................ગૌરીકુમાર.
ગુણનિધાન ને દયાવાન છો છો સુખના ભંડાર;
રીદ્ધિ સીદ્ધિ ચરણોમાં રમતી, જય હો અધમ ઉદ્ધાર
જગતના આધાર છો, ૐના અવતાર છો
શીશુગણ આશિષ યાચે સ્નેહે શુભ કર શંભુકુમાર-ગૌરી।

---

બાળાઓ-ધર્મનો જય સદાય થાય છે રે
વાત વેદને પુરાણો એ ગાય છે
ધર્મનો જય સદાય થાય છે,
અધર્મી હારી જાય છે........રે વાત.
જગમાં સતીઓની બોલબાલા બોલાય છે,
ફીટ્યા હરામી વાટ ઘાટે નિંદાય છે;
કુટિલો આહારે કમોતે મરાય છે,
સત્કર્મે ભવસિંધુ સ્હેજે તરાય છે.

કરણી સમ તરણી એ ન્યાય છે;
હાંરે અંતે કરણી સમ તરણી એ ન્યાયછે ....રે વાત

( ૧ )

સખીઓ—મણીમય મંડપ રચીઓરે સાહેલી આજ
રાજવી કઈ મળીઆ શીર્કે કુળની શોભા કાજ
મલકાતી મદમાતી રે હરખાતી રાજ,
લાડલી મનમાન્યો મોહન વરવા ચાલી આજ.
આર્ય ધર્મમાં ઉજળો ગૃહિણી ગૃહસંસાર,
પુરૂષારથ ચારેફળે તોજ જીવનનો સાર.
વરમાળા વરરાજાને આરોપી આજ.
લાડલી તું ગૃહિણી થઇને કરજે ઘરનાં રાજ....મણીમય.

( ૨ )

નાચનારીઓ—ગોરસ બેચન કયસે જાઉં સૈયાં. હાંરે દૈયાં
કાહે રોકત મોહે ગ્વાલ-નંદલાલ ભોલી બાલ
ચ્છલા ઠયસી એ બરજૈયાં.........ગોરસ
છોર કન્હાઈ ડારી જોબનવાકી
ઝૂક પરત બલ જાય અરીરીરી હાય-જીયા જાય
અબ તો દુંગી ગારી દૈયાં..........ગોરસ.

(૩)

સગુણા—હાય જગે શાને નિંદાય નારી દેવી !
પુરૂષેનું ગુમાન કરે સ્રીનું અપમાન;
નથી સ્રીથી મોટાઈ જેની લેવી..........હાય.

પુરૂષ કહે નારી એ નર્કતણું દ્વાર છે,
કોઇ કહે ઇર્ષ્યા ને વિષનો ભંડાર છે.
ન્યાય ના જણાય ક્યાંઈ નારીઓને હાય હાય
જાગશે લડાઈ જોયા જેવી હાય...........હાય

( ૪ )

સ. કુ. પા. ગં, સ. પહેલવાનો.

પીટયો પાજી, કબજી કાજી, છે મીજાજી.
અય હય
ખુબ પીટો યાર
જમણ મેથી પાક
સોટાનું ખાઓ શાક
ખીજડીઆ દેવતારો છે આધાર....પીટયો.
ઇશ્કે અંધાથઈફરનારા આશીક્ષાનેયાદકરો
હવે ન આવું આ રસ્તે હું આ વખતે તો
મ'ફ કરો.

માઝનીઆને માર્યી કેવી ? જે છે બેશરમ.
ધરડા ઘૂંડે ઘણી કરી છે ઘરમાં ધમ્માધંમ,
બોલો બજરંગ બાલાકી જય જય.
બોલો મગદળ ભુવાકી જય જય.
ચના જોર ગરમ(૨) ખાઓ ચના જોર- પીટયો.

વેસુબાઇ— (૫)

માયા કરી છાયા થકી. કોથી અલગ થાશે નહી
સ્વામી વીના સતી નારથી પલવાર જીવાશે નહીં

ભારત રમણી એ છે નાર
એકને માને, એકને જાણે એકજ સમજે પ્રાણાધાર-ભા.
પતિને સમજે જગની જ્યોતી જીવનના અજવાળા
રોમ રોમ ને શ્વાસશ્વાસ પરજપતી પ્રિયતમ નામની માળા
અહોનીશ એજ વિચાર...................ભારત.
કોઇ કરે વિશ્નુની ભક્તિ કોઇ કરે શંકરની સેવા,
સતિનો! વિશ્નુ શિવ પતિ છે, અન્યથકી નહીં લેવા દેવા.
એજ કરે ભવપાર..................ભારત.

(૬)

તુલસી—અણુમૂલ મૂલે કોઇ કોડી અંકાયે,
પલટાયે જગ, જ્યાં ભાગ્યદશા પલટાયે.
મન વ્યર્થ રાખ અભિમાન માન ત્યાં છૂટે;
જેમાં જતાં કૃષ્ણ કાળાઓ ધનંજય લૂંટે,
બલ દશહજાર હાથીનું હરિ જ્યાં રૂઠે;
નહિ આવે કશાએ કામ તણખલું ન તૂટે.
નવયાદ રહે કરમાં હથીઆર કટાયે........પલટાયે

(૭)

તારા-સખીઓ—સલુણી શાણી જુઓ લટક મટક કરતી,
પ્યારી લાડીલી આવે;
પતીની પ્યારી આવે, હસી જગને હસાવે.
લલના લલીત લોચનીઆમાં લાલને લોભાવે
—રસીલી.

નવયૌવન, નવ વાટિકા, નવલાં નવલાં હેત;
નવચેતન, નવરસ ભર્યાં; નવજીવન સંકેત.
પ્રીતિનાં વિશ્વ રચાવે, પિયુમાંએ વિશ્વ વસાવે.
વ્હાલાના વ્હાલમાં, વાણી વીલાસમાં,
રસશૃંગાર જગાવે રસીલી લાડીલી આવે સલુણી.

( ૮ )

તારા-સખીઓ:—ચાલ હવે ચાલ તને બોલાવે લાલ,
રંગમહેલે તું ચાલ અલબેલડી.
પ્રીતમના પ્રેમના પરંગમાં, ઓ બ્હેનડી!
ઘેલી બની વરઘેલડી બ્હેનડી-ઘેલી બની-ચાલ
ગઇ હારી હું તો કેડો છોડ છોડ છોડ
માનભૂખી ઓ મહિલા શું મુખડું મરોડ?
પૂરા કર તારા કોડ મળી મનગમતી જોડ;
સખી! સ્વામી સંગે રંગે ખીલજે રસીલી
જેમ વૃક્ષે વીંટાએલી વેલડી...........ચાલ.

સગુણા-કબજી- ( ૯ )

વાંદર પુંછા વીરઃ। ગોળી ઘા તારા પરે,
ધીંગા છોડે ધીર ચાર ફડાકે ચાબખા..
રંગરો જમાવ તેરાં નેણાં મીલાવ,
મુજી મઝાનો મેલ તારો રંગરો જમાવ.

ધાક ન બતાવ તારૂં જોર ન જણાવ.
આ જોગણીને ભુવા તારૂ જોર ન જણાવ.

{ આતો ત્રેપનમો વીર છે
હું કહું. તે નહિં કરો તો મામલો ગંભીર છે
કરશું—કરશું—કરશું. }

તો—નાચ નાચીને બતાવ હાવભાવથી લોભાવ
પૂરાં નખરાં જણાવ મારી લાડીલી

---

અંક ૨ જો.

---

(૧૦)

સાહેલીઓ—રતીવર આજે રતી સહ રાજે સખી
લોચન રંજન સ્નેહ સૂધાકર
અમર એ વિરાજે સખી..............રતી.
પ્રણયકલા વિહારી, રણધર ધીર ધારી;
દિનમણી દિવ્ય આજે, ઉદિત ઉદ્ધાર કાજે;
વિરલ સુયશ, વિમલ કીરતી
યુગલ એ વિરાજે સખી.........રતી.

(૧૧)

તુલસી—સાંવરીઆરે કાહે મારે નજરીયાં
નજરીઆં (૨) સાંવરીઆરે—કાહે.

ચંચલ ગોરી, મદભર નયનાં
ચીતવન મારે કટરીઆરે-કહે
બીન્દ્રાબનકી કુંજ ગલીમેં
ગોરસ બેચત ગુજરીઆરે—કાહે

ચેસુબાઇ— ( ૧૨ )

યોવન, ધનમદ રાજ્યમદ મદિરા મદ મહામાર
એકજ મદ અવળુ કરે, તો સાથ ગળ્યા અહીં ચાર
એ મદમાં માન મરડાશે, વૃથા અભિમાન ના કરીએ
ઉદય રવી આથમી જાશે, અતિ અન્યાય ના કરીએ.
ગુમાવ્યા રાજ્ય અવિચારે, જુઓ ઇતિહાસ આધારે
છો સમજુ સર્વ સમજાશે, જરા અવિચારથી ડરીએ,
નિશાના મદમહીં ડુલી, ભરોંસે ના જવું ભુલી
અગર શી કાલ શું થાશે, વૃથા અભિમાન ના ધરીએ.

( ૧૩ )

પાટીલ-સટવાજી-પ્યારે પ્રીતમજી છોરો અંચ પાય લાગુરે,
માઝી રાણી પટલાણી તૂલા કાય સાંગુરે-પ્યારે.
કરો તુમ જાની રહમ હમકો કયોં સતાતી હો ?
અપની સુરતે લંગુરસે લુભાતે હો.
પ્રીયા તું પ્રાણુ માંઝી કશાલા સતાતી હો ?
જોબન મદવાલી અયંતો ભોલીભાલી હું બાલા પ્યારે

(૧૪)

પાટીલ-સટવો-પ્યારી ઘુંઘટપટ ખોલ કંઇક મીઠું મીઠું
બોલ મારી રંગી

બાધા બોલ્યાની લોલ અંત સુધી રહું
અબોલ—માર

તને જોઇએ છીએ શું ?
લાવી આપશો ?
હા. હા. હા.

સાંગ સતારા હું જાઉં, રેશમી લુગડીં હું લાઉં.
જબલપૂર, જોધપૂર નાગપૂર, પંઢરપૂર, ઉદેપૂર;
જયપૂર, હીરાપૂર, રતનપૂર, મણીપૂર, રાયપૂર,
ત્યાંથી નવું નવું લાવું મારી નવીને પેરાવું—મારી.

એ સાંભળો સાંભળો એક રહી ગયું.

બોલો શું ?
સોનાપૂર
ભુલ્યા ભુલ્યા સોલાપૂર.

ભલે સોલાપુર જાઉં. તાજો ચેવડો મંગાવું
મહીં ચટણી મિલાઉં ગરમાગરમ ધમધમાટ (૨)
ઉપર પાઉં ઠંડાપાણી બોલો મીઠી મીઠીવાણી-માર

( ૧૫ )

કબજી— ચતુરા શો તારો ચટકો;
ગંગા — જા જા દૂર થા.
સટવો— અરે વાહ તારો લટકો!

માનો વાત મારી,
વશ રાખ જીભ તારી
મુખડું સાકર કટકો—ચતુરા.
ઘટઘટ ભરી શઠ નટખટ ખટપટ;
ફૂટ છે નફટ નટ લંપટ હટફુટ.
વાહરે પ્યારી,
મા તમારી.
રામા છતાં હું રાંડયા જેવો,
રંડાપો છતે ધણીએ તારે એવો,
શરમ શરમ છે હરામી હજારવાર;
બેઠો છું દીલદાર
મ્હોં સંભાળ.
આવ્યો કાળ..............................ચતુરા.

( ૧૬ )

પેસુબાઇ—પ્રણય અમૃત પીનારાને મરણ દરકાર શા માટે?
ડુબ્યા છે તે તર્યા સાચા, પછી ભવપાર શા માટે!
તમારૂં એક આંસુ ને અમારાં આંસુના સિન્ધુ
બરાબર છે પછી બાકી જમા ઉધાર શા માટે!

જીવન જો પ્રેમમા ખોયાં. મરણુ જો પ્રેમનાં જોયાં;
ગજવીએ સ્વર્ગ પણ પ્રેમે, પછી અવતાર શામ ટે ?

( ૧૭ )

તુલસી— } છે પંથ વિરમય પ્રણયના, વિષથી ભર્યા સંસારમાં
સંભાજી- } વિષપાન છે વ્હાલાં, ન પરવા પ્રેમની તલવારજયાં;

* * *

અમે નિર્દયને અણુમોલ અમારાં દીધાં દેહનાં દાન.
ગઇ અંતરની ઓળખાણુ.
જીવન ધન આપું શું એધાણુ ?........અમે.
યૌવન મધુ ને પ્રેમરસનાં સ્થાન સહુ રસીઆ કહે;
અધુરા ધરાએ રસથકી, પુરા રસીક તરસ્યા રહે.
આ ઘડી જાય અણુમોલ
પ્રિય ! અંતરના પટ ખોલ
બે મીઠાં વચનો બોલ.
બોલ કઇ લૂંટાય જીવન લ્હાણુ-અમે.



## અંક ૩ જો.



( ૧૮ )

છોકરીઓ-રાજા તારા ડુંગરીઆપર બોલે ઝીણા મોર
મોર જો બોલે બપૈયા બોલે
કોયલ કરેરે કલશોર (૩)........રાજા.

માઝપરાતે વીજલડી ચમકે
છાઈ ઘટા શી ઘનઘોર (૩)... ....રાજા.
કોકિલ કલરવ તું કરી બળતીને નવ બાળ.
હુ સુતી પીયુ વિરહમાં, હૈડે ઉઠે જવાળ
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર
તું મારા ચીતડાને ચોર..........રાજા.

(૧૯)

અંગા | નારી વેશે નાથ તમારાં રૂડાં રૂપ સોહાય
રૂપ સોહાય જોતાં લલના લજવાય—નારી.
સટવાજી- | લટકે મટકે જયાં ચાલો, નખરે જયાં નયન નચાવે
લચકે કમર લચકાઈ જાય હાય.......... નારી.
રામાં રઢ આ તે કેવી ? હઠમાં શી લ્હાણુ લેવી ?
હઠથી હમેશાં હાંસી થાયથાયથાય ........નારી.

પા. ગં. સ. સટવાજી— (૨૦
કાઢો નકટાનું નામ
મુઓ મુરખનો જામ
ખાય ખાય એને આઈ ખોડીઆરમાં
કરૂં મગદળ તૈયાર,
જરા લાગે નહીં વાર
પણ મારા ધણીને ન મારશો—કાઢો
હવે દેવને જમાડું વીરહાક હું વગાડું

હું તો માંરૂં એક ફેંટ
જુવે સનીવારની પેંઠ.
ઘો માર ઘો માર-ઘો માર માર—કાઢો

(૨૧)

યેસુબાઇ—એ જન ભવજલ તારણહારાં,
દાન દયાનાં હેને પ્યારાં
સકળ ધરમનાં તારણ એ છે,
પૂન્યે જગ પાવન કરનારાં—એ.
દૂર્જન દૂર્જનતા દીલ ધરશે,
ભલા ભલાઈ નીરંતર કરશે.
વ્રત વિમલ એ આચરનારાં—સકળ-એ,

(૨૨)

વારાંગનાઓ-ગરવા લગાલે રે રસીલે પ્યારે સાજના
બાલમ બેદરદી મોરી પીર ન જાને (૩)
કીસસે કરૂં મયેં સીંગાર............રસીલે.
બીનતી સુનલે યે મેરી, તેરી બનાલે (૩)
દીલસે કરૂં એકરાર.........................રસીલે.

સગુણા-કબજી- (૨૩)

કનોજ જઈશું હરશું ફરશું મનમાં મલકાશું
રંગે રમીશું સંગે જમીશું હૈયાં હુલવશું
સુરતની બરફી મુંબઈનો હલવો રસગુલ્લાં ખાશું.